# શિક્ષાવલીના અર્થ

( તરજુમા સાથે )

ભાગ ૧

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.


મણિલાલ મુળજીભાઈ ઉપાધ્યાય.

બુકસેલર—પેટલાદ.



આવૃત્તિ ત્રીજી    પ્રત ૩૦૦૦

સંવત ૧૯૮૫    સને ૧૯૨[illegible]

અમદાવાદ-શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં
જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.


મૂલ્ય ૦—૩—૦

# શિક્ષાવલીના અર્થ.

( તરજુમા સાથે. )

---

## भाग पहिला—પહેલો ભાગ.

### पाठ १

| | |
|---|---|
| सबेरे—પ્રાતઃકાલે | करने लगो—કરવાને શરૂ કરો |
| उठतेही ઉઠતાની સાથે | वह—તે |
| झूठ જુઠું | बिना पूरा किये—પુરૂં કર્યા વગર |
| मत—નહીં. | बराबर—સરખા |
| सब—બધાં | केवळ—માત્ર |
| देखता है—જુએ છે | साथी—જોડીદાર, સહાયક |
| उससे—એનાથી | सौंपा जाय સોંપવામાં આવે |
| कुछ કાંઇ પણ | सच्चाइ—અંતઃકરણથી |
| छिपा—છાનું | |

( ૧ ) પ્રાતઃકાલે ઉઠો અને ઉઠતાંની સાથે ઇશ્વરનું નામ લ્યો.

( ૨ ) માતાપિતાની સેવા કરો.

( ૩ ) જુઠું બોલશો નહીં.

( ૪ ) ઇશ્વર બધા કામોને જુએ છે. એનાથી કાંઇ છાનું નથી.

( ૫ ) સંસારમાં વિદ્યા સરખું બીજું કોઇ ધન નથી.

( ૭ ) બધાને આપણા ભાઈ બંધુ જેવા ગણજો
( ૮ ) દુઃખમાં માત્ર ઈશ્વર જ સોબતી—સહાયક છે.
( ૯ ) જે કામ તમને સોંપવામાં આવે તે ખરા અંતઃકરણથી કરો.
( ૧૦ ) કોઈ કામ વગર વિચાર્યે ન કરતા.

---

## पाठ २

किसीसे—કોઈથી
झगडा—લડાઈ
जिस—જે
होता है—થાય છે
वह—તે
जल्द—જલદી
मिट—નાશ
छिपा—છાનું
कुछ—કંઈ
धीरज—શાંતિ
बदन—શરીર
साफ—ચોખ્ખું
लडको—છોકરાઓ
प्यार—પ્રેમ

सताओ—હેરાન કરો
तुम्हारीसी—તમારા જેવી
जान—જીવ
बुरे—ખરાબ
कमाया हुआ—પેદા કરેલું
धन—પૈસા
नहीं ठहरता—ટકતું નથી.
औरोंकी—બીજાઓની
भलाई—ભલાઈ
देखकर—જોઈને
कुढता है—બળે છે
आदमियोंका—માણસોના
संग—સોબત
कभी—કદી

( ૧ ) કોઈની સાથે લડાઈ ટંટો ન કરો.
( ૨ ) જે ઘરમાં લડાઈ થાય તે ઘર જલદી નાશ પામે છે.
( ૩ ) બધા કામોને ઈશ્વર જુએ છે, તેનાથી કંઈ છાનું નથી.

( ૪ ) દુઃખમાં ધીરજ રાખવી.

( ૫ ) શરીર ચોખ્ખું રાખો, સ્વચ્છ છોકરાઓને બધા પ્યાર કરેછે.

( ૬ ) કોઈને હેરાન ન કરશો, દરેકને તમારા જેવો જીવ છે.

( ૭ ) નઠારાં કામોથી કમાયેલું અન રહેતું નથી.

( ૮ ) જે બીજાઓની ભલાઈમાં મંડ્યા રહે છે, તે સુખી રહે છે.

( ૯ ) જે બીજાઓને સુખી જોઈને બળે છે, તે દુઃખી રહે છે.

( ૧૦ ) નઠારા માણસની સોબત કરવાથી નુકશાન થાય છે. એટલા માટે એમની સોબત કદી ન કરતા.

---

## पाठ ३

भरोसे-વિશ્વાસ ઉપર

सहायता—મદદ

तुमपर—તમારા પર

धोखा—વિશ્વાસઘાત

बुरी - ખોટી

कहनेसे – કહેવાથી

इस लिये –એટલા માટે

अपने - પોતાના.

सच्चा—સાચો

वही—તેજ

समय पडे—વખત ઉપર

काम आवे- ઉપયોગ લાગે

मीठी मीठी–સારી સારી.

बातो વાતો

कभी –કોઈ દિવસ

सब जगह –બધી જગાએ

पढे लिखे –ભણેલા ગણેલા

लडको –છોકરાંઓ

आदर–માનમાન

मिलता है–મળે છે.

मूर्ख મૂરખ

अच्छा-સારાં

देर વિલંબ

चाहीये-જોઈએ

| | |
|---|---|
| हो सके-થઇ શકે | मीठी-મધુરી |
| या नहीं-અથવા નહીં | [illegible]-વિના |
| कौन जाने—કોણ જાણે | कडवी-દુઃખ લાગે તેવી |
| फिर-પછી | साथ नही आता-સાથે આવતું નથી. |

( ૧ ) જે પોતાના ભરોંસાથી કામ કરે છે, તેને ઇશ્વર મદદ કરે છે.

( ૨ ) જે તમારા ઉપર ભરોસા રાખે, તેમને કદી દગો ન દેતા.

( ૩ ) નઠારી વાત કહેવાથી બીજાને દુઃખ થાય છે. એટલા માટે કોઇને નઠારૂં કહેતા નહિ.

( ૪ ) નઠારા માણસોનો ભરોસો કરશો નહિ. નઠારા માણસો પોતના બાઇબંધોને પણ દગે દે છે.

( ૫ ) સાચો મિત્ર તેજ છે જે વખત ઉપર કામ આવે.

( ૬ ) શત્રુની મધુરી મધુરી વાતો ઉપર પણ કદી વિશ્વાસ ન રાખતા.

( ૭ ) ભણેલા ગણેલાનો સઘળી જગાએ સત્કાર થાય છે, મુર્ખનો કેઇ સત્કાર કરતુ નથી.

( ૮ ) સારાં કામો કરવામાં વિલંબ કરશો નહિ, કોણ જાણે પછીથીં ને કામ તમારાથી થાય કે નહીં.

( ૯ ) બધાની સાથે મધુરી વાણીથી બોલવું જોઇએ. કડવી—દુઃખ લાગે તેવી વાત કોઇના સાથે કરશો નહિ.

(૧૦) મરણ બાદ પાપ પુણ્ય વિના બીજું કશું સાથે આવતું નથી.



## पाठ ४

कितने-કેટલું
उठाये हैं—વેઠયાં છે
बढकर-વધીને
बिना समझे बूझे-સમજ્યા વગર
मुँहसे-મોઢેથી
कह डालनेमें-કહી દેવામાં
सोच विचारलो-વિચારી લો.
अंत-છેવટ
क्या होगा-શું થશે
समझ बूझकर-સમજીને
डालो-ધકેલો
गालियां—ગાળો
ऐसी-એવી

कोसों—ઘણા ગાઉ,
धूपमें-તાપમાં
तुरतही-તરતજ
पानी-પાણી
सुस्ताकर-આરામ લઇને
प्यास-તરસ,
पैर-પગ
देख भालकर-જોઇ ને
गिर पडो-પડી જાઓ
क्योंकि-કેમકે
औरोंका-બીજાઓનો
जी-જીવ

( ૧ ) માતાપિતાએ તમારે માટે કેટલું દુઃખ વેઠયાં છે, તેનો વિચાર કરી તેમની સેવામાં હમેશાં તૈયાર રહો. તમારૂં ભલું ઇચ્છનારા તેઓથી વધારે બીજું કોઇ નથી.

( ૨ ) અંદરો અંદર લડાઇ ન કરો. કેમકે એમાં આપણું મન પણ દિલગીર થાય છે અને બીજાઓનો પણ જીવ બળે છે. અંદરો અંદરની લડાઇમાં દુઃખજ છે.

( ૩ ) તાપમાં બહાર જશો નહિ. ત્યાંથી આવીને તરતજ પાણી પીશો નહિ થોડીવાર આરામ લઇને, જ્યારે ઠંડા પડો. ત્યારે પોતાની તરસ ચોકખા પાણીથી શાન્ત કરો.

( ૪ ) રસ્તામાં જોઇને ચાલો, એવું ન બનવું જોઇએ કે ઠોકર ખાઇને પડી જાઓ, અથવા કાંટા વાગે અથવા કોઇ જીવ જંતુ પગ તળે દબાઇ જવાથી કરડી ખાય.

( ૫ ) જે મનમાં આવે તે વગર વિચારે કહી દેવામાં કોઇ કોઇ વખત મોટું નુકશાન થાય છે. એટલા માટે સમજ્યા વગર કોઇ વાત મોઢેથી કાઢશો નહિ.

( ૬ ) જ્યારે તમે કોઇ કામને કરવા ઇચ્છો ત્યારે સારી રીતે વિચારી લો કે એનું છેવટ શું થશે. પોતાનું નુકશાન ( અને ) નફો સમજીને તે કામમાં હાથ ઘાલો.

( ૭ ) ગાળ અથવ કોઇ નઠારી વાત ભુલીને પણ મોઢેથી ન કાઢો ( કારણ કે ) ગાળો દેવી ( એ ) નઠારા છોકરાઓનું કામ છે. સારા છોકરા એવી વાતોથી ઘણા ગાઉ દુર જાય છે.

---

## पाठ ६

| | |
|---|---|
| **जो लड़के**-જે છોકરા | **आलसियांकी**-આળસુ માણસોની |
| **उनको** તેઓને | **सताने लगाहै**-સતાવવા લાગે છે |
| **मैले कुचैले**-મેલાં, ગંદાં | **आळसी**-આળસુ |
| **घिनाते हैं**-ધિક્કારે છે | **होही जाता है**-થઇજ જાય છે. |
| **दरिद्र**-દળદર, ગરિબાઇ | **उजले**-સ્વચ્છ |
| **पसिना**-પરસેવો. | **पहिना करो**-પહેર્યાં કરો. |

સ્વચ્છ છોકરાઓને સર્વ કોઇ પ્યાર કરે છે, ગંદાં છોકરાંઓને સઘળા ધિક્કારે છે શરીર મેલું રહેવાથી પરસેવો નીકળતો બંધ થઇ

જાય છે. પરસેવો બંધ થવાથી જો બીજો કોઇ રોગ ન થાય તો માણસ આળસુ તો થઇજ જાય છે આળસુ માણસની બુદ્ધિ પણ મંદ થઇ જાય છે અને તેઓને દરિદ્ર ( ગરીબ ) બનાવવા લાગે છે. એટલા માટે છોકરાઓ ! તમારે પોતાનું શરીર ચોકખું રાખવું જોઇએ અને સ્વચ્છ લુગડાં પહેર્યા કરવાં.



## पाठ ६

सबेरे-પ્રાતઃકાળે　　वैसा તેવું; તે પ્રમાણે

उठतेही—ઉઠતાંજ　　बढतेही है-વધે છે.

जिसने-જેણે　　और समय-બીજી વખત

बनाई है-બનાવી છે.　　कम-ઓછું.

किया जाता है-કરવામાં આવે છે　　सुस्ती-આળસાઇ

जी-જીવ ધ્યાન, મન　　बान डालनी-ટેવ પાડવી

सोते—સુઇ

પ્રાતઃકાળે ઉઠો અને ઉઠતાંજ ભગવાનનું નામ લો, જેણે તમારા સુખને માટે ઘણી વસ્તુઓ બનાવી છે, કારણકે—સવારમાં ઉઠીને જે કામ કરવામાં આવે છે તેમાં ઘણો જીવ પરોવાય છે ભણવું જેવું સવારમાં થાય છે, તેવું બીજી વખત થઇ શકતું નથી. મળસ્કે ઉઠીને જે યાદ કરવામાં આવે છે, તે ઘણું જલદી યાદ થાય છે અને ઓછું ભૂલાય છે મળસ્કે ઉઠવાથી બુદ્ધિ વધે છે ને શરીરમાં રોગ થતો નથી. સુરજ ઉગ્યા પછી સુઇ રહેવાથી આળસાઇ આવે છે એટલા માટે છોકરાઓએ મળસ્કે ઉઠવાની ટેવ પાડવી જોઇએ.



## पाठ ७

जहां तक ત્યાં સુધી
हो सके—બની શકે
बीमारियां—રોગો વગેરે
तिपाइ—ત્રણ પાયાની ઘોડી
कंकड—કાંકરા, वालु-રેતી
भर दी जाय-ભરવામાં આવે
औटानेसे—ઉકાળવાથી, ગરમ
पदीमें—તળીયામાં ( કરવાથી
छनकर—ગળાઇને
गिरते-પડતાં
गली हुइ ઓગળેલા

જ્યાંસુધી બની શકે ત્યાં સુધી ચોકખું પાણી પીવું જોઇએ. ચોખ્ખું પાણી પીવાથી રોગ ઓછા થાય છે. પાણી ગરમ કરવાથી—ઉકળવાથી ચોકખું થઇ જાય છે. એક ત્રણ પાયા ઘોડી ઉપર ચાર ઘડા નીચે ઉપર રાખીને, ઉપરના ત્રણ ઘડાના તળીયામાં કાણાં પાડીને એકમાં કોયલા, બીજામાં કાંકરા અને ત્રીજામાં રેતી ભરવામાં આવે તો જે પાણી એ ત્રણ ઘડામાંથી ગળાઇ નીચેના ઘડામાં ભરાશે તે પાણી ઘણુંજ ચોકખું થશે. વરસાદનું પાણી પણ ચોકખું હોય છે, પણ પડતાં પડતાં તેમાં કેટલીક વસ્તુઓ મળી જાય છે. ઓગળેલા બરફનું પાણી ઘણું ચોકખુ હોય છે.

---

## पाठ ८

हँसी ठट्ठा—મશ્કરી
बैरका—વેરનું
इसलिये—એટલા માટે
कियाकरो—કરો
किसीसे-કોઇના સાથે
तुमसे—તમારી સાથ
लोग—લોક
इसीमें—એમાંજ
बडाइ करेंगे વખાણ કરશે
गिना जाता है-ગણાય છે.
कहलाता है—કહેવાય છે.

## पाठ १०

| | |
|---|---|
| अनोखा-વિચિત્ર | घुसकर-ઘસીને |
| इसकी-એની | जम जाती है-ચોંટી જાય છે |
| बहुतसी-ઘણી | जडें मुळीआं |
| जटायें-મુળીઓ | भडोच—ભરૂચ |
| वे—તેઓ | इतना-એવડું |
| तब-ત્યારે | कि કે |
| भीतर—અંદર | उसकी-તેની |

વડ આ દેશમાં એક વિચિત્ર ઝાડ છે. તેની ડાળીઓમાંથી ઘણીજ મુળ નીચે લટકે છે. જ્યારે તેઓ જમીન સુધી પહોંચી જાય છે ત્યારે અંદર ઘસીને ચોંટી જાય છે, અને મુળીઆં બની જાય છે. વડનું ઝાડ ઘણું મોટું અને છાયવાળું હોય છે. બધાંથી મોટું વડનું ઝાડ નર્મદા નદીના કાંઠા ઉપર ભરૂચમાં છે તે એવડું મોટું છે કે હજારો માણસો તેની છાયામાં સુખે રહી શકે છે.

---

## पाठ ११

| | |
|---|---|
| प्यास -તરસ | चाहा-ઈચ્છયું |
| मुँह-મોઢું | इतनी એવડી |
| छोटा—નાનું | कहांका-ક્યાંથી કે |
| उसमें-તેમાં | अंतमें-છેવટે |
| कईबार—કેટલીક | कंकडी-કાંકરા |
| डालकर-ઘાલીને | ला ला कर-લાવી લાવીને |

**डाली** નાખ્યા　　　　**बुझाई**-શાંત કરી
**गिरतीथी**-પડતા હતા　　　　**मिहनत** --મહેનત
**अच्छी तरहसे**-સારી રીતે　　　　**अकारथ**-નકામી

એક દિવસ એક કાગડો તરસને લીધે ઉડતો ઉડતો પાણીના ઘડાની પાસે ગયો ઘડાનું મોઢું નાનું હતું. કાગડાએ કેટલીક વખત ચાંચ ઘાલીને પાણી પીવાનું ઇચ્છયું પણ તેની ચાંચ એવડી મોટી કયાંથી કે પાણી સુધી પહોંચી શકે. છેવટે કાગડાએ તે ઘડામાં કાંકરા લાવી લાવીને નાખ્યા ( જેમ જેમ ) કાંકરા પડતા હતા ( તેમ તેમ ) પાણી ઉપર ચઢી આવતું હતું થોડીજ વારમાં પાણી ઘડાના મોઢાં સુધી પહોંચી ગયું અને કાગડાએ સારી રીતે પોતાની તરસ શાંત કરી, સાચું છે ( કે ) મહેનત નકામી જતી નથી

---

## पाठ १२

**पिंडा** કેડો　　**बहता**-વહેતું　　**जीनातक**--જીવન, જીવતર
**घेर लेता है**-ઘેરી લે છે,　　**यही**--એજ　**सुस्त**-આળસુ
**धँधा**--ધંધો　　**काई**-લીલ.　　**कामकाजी**-ઉદ્યોગી
**जमजाती है**-જામી જાય .　　**फबकने देता**-ફરકવા દેતો.

આળસ અને સુસ્તીથી માણસનું પોતાનું જીવન પણ ભારે થઇ પડે છે. તેના દિવસ કઢતા જતા નથી થોડા દિવસોમાં તે કશા કામના રહેતો નથી. મહેનત નહિ કરવાથી શરીરને જાત જાતના રોગ લાગુ પડી જાય છે. દુઃખ આળસુ માણસનો છેવટના વખત સુધી ( મરણ સુધી ) કેડો છોડતું નથી. આળસુ માણસને દળદર ઘેરી લે છે જે પાણી વહેતું રહે છે, તે ચોખ્ખું બની

રહે છે. અને જે પાણી બંધાઇ રહે છે તે મેલું થઇ જાય છે અને ઉપર લીલ બાઝી જાય છે. એવીજ દશા ઉદ્યોગી અને આળસુ માણસની જાણો. એટલ. મ ટે ઉદ્યોગી માણસ આળસને પોતાનો શત્રુ સમજીને પોતાની પ સે ફરકવા દેતો નથી.

---

## पाठ १३.

| | |
|---|---|
| **तालमें**- તાળમાં કાં માં | **किसीका**—કોઇના |
| **कुछ**—કેટલાક **पाँव**-પગ | **गिड़गिड़ा** કાલાવાલા |
| **खेल रहे थे** રમત હતાં. | **ऐसे खेल**-એવી મત |
| **उनके** તેમના **बरसाने** ફેંક। | **न खेलें** ન રમવી |
| **मनमें**—મનમાં | **घबड़ाये**-ગભ ાયાં |

એક નાન તલાવમાં દેડકાં રહે ા હતા; તેના કાંઠા ઉપર કેટલાંક છોકરાં રમતાં હતાં. તેમના મ માં જે આવ્યું, કે તળાવમાં ધડોધડ પથરા ફેંકવા લ.ગ ા. બિચારાં ડકાં ગભરાયા, કોઇનું માથું ફુટયું અને કોઇના હાથ પગ ભાગ્યા.

- ક દેડકાએ પાણીની બહા માથું કાઢીને છોકરાઓને કાલાવાલા ક ને કહ્યું: "તમે અમારા ઉપર દયા કરો અને થ ા ન ફેંકો" ક છોકરાએ જ ાબ દીધો "અમે તમા ા મા? અમારી રમત છોડી દઇએ" દેડ ાએ કહ્યું " મારા આ ખેલથી અમારાં માથા ફુટે છે અન અમે મ એ છી ." છોકર ઓએ ઇચ્છ જોઇએ કે એવી રમત ન રમવી [ કે ] જેથી બીજાઓને દુઃખ થાય,

---

## पाठ १४.

| | |
|---|---|
| **बड़ोंका**-વડિલોનું | **जी चुराता हैं**-જીવ ચોરે છે, |
| **पढनेसे**-ભણવામાં | ध्यान आपता नथी. |
| **ठीक समयपर**-વખતસર | **पढता**-ભણતો |
| **बहाना**-બહાનું | **जब**-જ્યારે |
| **गलियोंमें**-શેરીઓમાં | **सोचता**-વિચારતા |
| **भाइयोंको**—ભાઈબંધોને | **छेडता है**—ખીજવે છે. |

જે પોતાના વડીલોનું કહ્યું માનતો નથી અને ભણવામાં જીવ ચોરે છે તે નઠારો છોકરો કહેવાય છે નિશાળના નિયમો ઉપર ધ્યાન આપતો નથી અને વખતસર નિશાળમાં જતો નથી. નિશાળમાં બહાનું કાઢીને શેરીઓમાં રમ્યા કુદ્યા કરે છે, જુઠી વાતો જોડી કહાડે છે, પોતાના ભાઈબંધોને ખીજવે છે પોતે ભણતો નથી અને બીજાઓને ભણવા દેતો નથી જ્યારે ગુરુજી ભણાવે છે, ત્યારે ધ્યાન આપતો નથી. મનમાં વિચારતો નથી કે લખવા વાચવાથી અમારાં માબાપ અને ગુરુજી રાજી થશે. જે છોકરાઓ પોતાનું ભલું ઇચ્છે છે, તેમણે આ સઘળી વાતો છોડવી અને વિડલોનું કહ્યું માનવું જોઇએ.

---

## पाठ १५

| | |
|---|---|
| **क्योंकि**-કેમકે **उन्होंने**-તેમણે | **ऐसा**-એ પ્રમાણે |
| **आपसमें**-એકબીજામાં. | **देखा गया है**-જોવામાં આવ્યું છે. |
| **बहुतही**-ઘણુંજ | **सहायता**-મદદ |
| **ऐसाही**—એવુંજ | **इस तरह पर**-એવી રીતે, આ પ્રમાણે. |
| **बड़ाइ**-પ્રસંશા | |

ભાઇ ભાઇ એકજ માબાપનાં છોકરાં છે અને તેમણે એકજ માનું દુધ પીધું છે. એવી કારણ ભાઇ ભાઇનું એક બીજામાં લઢવું ઘણુંજ ખરાબ છે. જે ભાઇ એક બીજાની સાથે સંપ રાખે છે, તેઓની પ્રસંશા થાય છે. એથી કરીને ભાઇઓએ એક બીજા સાથે પ્યારથી રહેવું જોઇએ. જે એ પ્રમાણે કરે છે તેઓનાં માબાપ રાજી રહે છે. કોઇ કોઇ વખત જોવામાં આવ્યું છે કે સ્વભાવ મળતો નહિ આવવાના કારણે ભાઇઓ જુદા થઇ જાય છે. ભાઇઓ જો એક બીજાથી જુદા થઈ જાય તો પણ તેઓએ એક બીજાને મદદ કર્યા કરવી જોઇએ. એવી રીતે એક બીજામાં સંપ રાખવાથી મોટાં મોટાં કામ પણ સહજમાં થઇ જાય છે. પાડોશીઓ અને મિત્રોના સાથે પણ એવુંજ વર્તન કરવું જોઇએ.

( ૨ )

| | | |
|---|---|---|
| **कई**–કેટલાક | **अंटी**–આંટી. | **सुनते हो**–સાંભળતાંજ. |
| **सूतकी**–સુતરની | | **मिलेजुले**–હળીમળીને |
| **जाँच**–અજમાયશ, | | **हो जाओगे** થઇ જશો |
| **तार**–તાંતણો. | **अलग**–જુદો. | **पहुँचा**–પહોંચાડી |

એક માણસને ચાર છોકરા હતા તે રોજ અંદર અંદર લઢતા હતા. તેઓના બાપ તેઓને ઘણું ઘણું સમજાવતા હતા, પણ તેઓ માનતા નહોતા. એક દિવસ બાપે પોતાના સઘળા છોકરાઓને એકઠા કર્યા અને તેઓને એક સુતરની આંટી આપીને કહ્યું કે આના ઉપર પોતાના બળની અજમાયશ કરો. દરેક છોકરાએ તેના તોડવાનું ઇચ્છયું, પણ તે કોઇથી ન તુટી, ત્યારે બાપે કહ્યું એક એક તાંતણો જુદો કરીને

તોડો, આ સાંભળતાં તેઓએ તેને તોડીને ફેંકી દીધી. ડોસાએ કહ્યું "એજ પ્રમાણે જો તમે એક બીજા સાથે હળી મળીને રહેશો તો તમારૂં કોઇ કાંઇ કરી શકશે નહિ" અને જો જુદા થઇ જશો તો જે ચહાશે (તે) તમને નુકશાન પહોંચાડી શકશે.

---

## पाठ १६ मो.

बड़ा—ઘણો. लालची—લાલચુ. एकही—એકજ
मुर्गी थी—મરઘી હતી ठानकर—નક્કી કરી
सोचा—વિચાર્યું उसने—તેણે मैं—હું.
फाड़डालूं—ફાડી નાખું पर—પણ हानी—નુકશાન.

એક લાલચુ માણસની પાસે એક મરઘી હતી. ને રોજ એક સોનાનું ઈંડું આપ્યા કરતી હતી. તે લાલચુએ એક દિવસ વિચાર્યું, હું આ મરઘીનું પેટ ફાડી નાખું તો બધાં ઈંડાં મને એકજ વારે મળી જાય. એવું મનમાં નક્કી કરી તેણે તે બિચારી મરઘીને મારી નાખી; પણ ઈંડું એકે હાથ ન આવ્યું. સાચું છે કે ઘણી લાલચથી નુકશાન થાય છે.

( २ )

मुहमें—મેં માં. लिये—લઈને छीनलूं—છીનવી લઉં.
पार—સામે કાંઠે सोच—વિચાર यही—એ તો જ
परिछायों—પડછાયો खोला—પહોળું કર્યું
यह—એવું. गिरकर—પડીને
दबायें—દબાવી बहगया—વહી ગયો
उससे—તેના પાસેથી पछताकर—પસ્તાઇને

એક કુતરો મોંમાં રોટલો લઇને નદીને સામે કાંઠે જતો હતો. પાણીમાં તેણે પોતાનો પડછાયો જોયો. કુતરો એવું સમજ્યો કે બીજો કુતરો મોંમાં રોટલો દબાવી જાય છે. તેના મનમાં લાલચ થઇ અને ઇચ્છયું કે હું તેની પાસેથી રોટલો છીનવી લઉં. એવો વિચાર કરી રોટલો છીનવી લઇ લેવાને જેવું મોહડું પહોળું કર્યું તેવોજ જે રોટલાનો કકડો તેના મોંમાં હતો તે પણ નદીમાં પડી વહી ગયો ત્યારે પસ્તાઇ કહેવા લાગ્યો "હાય હાય ! લાલચુઓની આવીજ દશા થાય છે."

---

## पाठ १७ मो.

**खेल—कूदमे** - રમવા કુદવામાં  **आदर होगा** સત્કાર થશે.
**जिससे**—જેથી. **करोगे** - કરશો  **किसीके**—કોઇના
**बडे होने पर** મોટા થયા પછી **जीते** જીવતાં
**सबजग**—બધી જગાએ.  **कबतक**- કયાં સુધી
**दौलत**-પુંજી, દોલત  **बन पडेगा**—બની શકશે.

છોકરાઓ ! પોતાનો વખત લખવા ભણવામાં લગાડો જેથી તમને છેવટ સુખ મળે જો તમે એવું કરશો તો તમારા માબાપ પણ તમને ચાહશે અને મોટા થયા પછી બધી જગાએ તમારો સત્કાર થશે. પોતાના માબાપની પૂંજી ઉપર ભુલશો નહિ. ( આધાર રાખશો નહિ. ) હંમેશાં કોઇનાં માબાપ જીવતા રહેતાં નથી. એકને એક દિવસે મરીજ જાય છે. પછી તેમની દોલત કયા સુધી રહેશે. જ્યારે માબાપ પણ રહેશે નહિ અને તેઓની દોલત પણ રહેશે નહિ ત્યારે તમે પસ્તાશો. પછી તમારાથી કાંઇપણ બની શકશે નહિ. આટલા માટે છોકરાઓનું વિદ્યા ભણવામાં મન લગાડો રમવા કુદવામાં મન લગાડો નહિ, રમવામાં વખત નકામો જાય છે.

## पाठ १८

सब कुछ–બધું. चुरा–ચોરી. बढतीही–વધતીજ.
असबाबको-મિલકતને उतना–તેટલું.
बाँट लेते हैं–વહેંચી લે છે. उसीके–તેનાજ
हिस्सा–ભાગ. आदर સત્કાર.
कितनाही–ગમે તેટલું बुढापेमें–ઘરડાપણુમાં
घटतीही–ઘટીજ, पाओ–મેળવો.
वहीं–ત્યાંજ

વિદ્યાની બરાબર કોઇ ધન નથી. જેની પાસે વિદ્યા છે તેની પાસે બધું છે. જુઓ માલ મિલકતને ચોર ચોરી લઇ જાય છે, પણ એને ચોર પણ ચોરી શકતા નથી, રાજા કોઇને શિક્ષા આપવા ઇચ્છે છે તો તેનું ધન લઇ છે, પણ વિદ્યાને તે પણ લઇ શકતો નથી. ભાઇ ભાંડુ જ્યારે જુદા થાય ત્યારે ઘરના બધી માલ મિલકત અરસપરસ વહેંચી લે છે, પણ વિદ્યામાં કોઇનો ભાગ વહેંચવાનો હોતો નથી, ગમે તેટલુ ધન કોઇની પાસે કેમ ન હોય, ( હોય તો પણ) આપવાથી ઘટીજ જાય છે અને છેવટે કાંઇ રહેતું નથી પણ વિદ્યામાં બધાથી મોટો ગુણ એ છે કે આપવાથી વધતી જ જાય છે. રાજાઓમાં પણ જેટલું વિદ્વાનનું માન હોય છે, ( તેટલું ) ધનવાનનું નથી હોતું. રાજાનો સત્કાર તેનાજ રાજમાં હોય છે, પણ વિદ્વાન જ્યાં જાય છે ત્યાં તેનો સત્કાર થાય છે. છોકરાઓ ! એટલા માટે તમારે જીવ લગાડીને વિદ્યા શીખવી જોઇએ, જેથી જુવાની અને ઘરડપણુમાં સુખ મેળવે.



## पाठ १९ मो.

कहीसें- કહીંથી. ओर-તરફ, इतनेमें-એટલામાં. इस-આ.
सुनानेको—સંભળાવવાને, खोलतेही-ઉઘાડતાંજ
उधर-એ તરફ. कांव कांव-કાકા.
सुहावना-શોભીતું. गिर गई-પડી ગઇ.
उठा लाया-ઉપાડી લાવ્યો. जान पडता है-જણાય છે.
पर-પાંખો. होकर-થઇને ले लम्बी हुई-લઇ ચાલતી થઇ

એક દિવસ એક કાગડો રોટલાનો કકડો ઉપાડી લાવ્યો અને ઝાડ ઉપર બેસીને ખાતો હતો. એટલામાં એક લોંકડી તે તરફ થઇને નીકળી. લોંકડીએ કાગડાની તરફની જોઇને કહ્યું કે તમારી પાંખો ઘણી સુંદર છે અને તમારૂં રૂપ આ વખતે ઘણું શોભીતું જણાય છે. જો કાંઇ તમારી બોલી પણ સારી હોત અને તમે ગાઇ શકત તો તમારી બરાબર કોઇ પક્ષી ન હોત ( થઇ શકત નહિ.) આ સાંભળીને કાગડો ઘણો રાજી થયો અને પોતાનું ગાયન સંભળાવવાને કા કા કરવા લાગ્યો. મોં ઉઘડતાં જ રોટલો પડી ગયો અને લોંકડી તેને લઇ ચાલતી થઇ. જે જુઠી મોટાઇ ઇચ્છે છે તેમની એવીજ દશા થાય છે.

---

## पाठ २० मो.

किसी-કોઇ. गहराइ-ઉંડાઇ. उन्होने-તેઓએ.
किसानको-ખેડુતને बो दिया-વાવી દીધું.
खेलाडी—રમતીઆળ पाया-મેળવ્યું.

गड़ा है-દાટયું છે      चाट पड गई-રસ પડી ગયો
बाँट लेना-વહેંચી લેજો      खुदाहोथा-ખોદાયું હતું

એક ખેડુતને ચાર છોકરા હતા તે બહુજ રમતીઆળ હતા અને ખેતીના કામમાં જીવ રાખતા નહોતા. જ્યારે તે મરવા પડયો ત્યારે તેણે પોતાના છોકરાઓને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું "મારું ધન મારા ખેતરમાં દાટયું છે. મારા મરી ગયા પછી તમે તેને ખોદીને પોતપોતામાં વહેંચી લેજો" ખેડુત મરી ગયા પછી તેના છોકરાઓએ ધનની લાલચથી બધું ખેતર વધારે ઉંડાઈ સુધી ખોદી નાંખ્યું, પણ ધન કાંઇ હાથ ન આવ્યું. ત્યારે નિરાશ થઇ તેઓએ તે ખેતરને વાવી દીધું. ખેતર તો ખોદાયું જ હતું અને પાણી પણ વખતસર વરસ્યું, ખેતી સારી થઇ અને એજ ધન છોકરાઓએ ખેતરમાથી મેળવ્યું પછી તો તેઓને ખેતીનો રસ પડયો અને દરસાલ ઘણા રૂપીઆ કમાવા લાગ્યા. જે મહેનત કરે છે તેજ લાભ મેળવે છે.

---

## पाठ २१

शहद-મધ,    को-ને    उनको-તેઓને    इकट्ठा-એકઠું
मुझको-મને    तुम्हे-તમને    उनके लिये-તેઓને માટે
उजाडते है-બાળે છે    सतायेंगे-સતાવશે
लिये-માટે

એક દિવસ સાખાદેડીએ મધમાખીને પુછયું "લોક તમને કેમ આટલું ચાહે છે અને મને કેમ નથી ચાહતા? તમને પાળે છે અને મને મારે છે, તમારે માટે ઘર બનાવે છે અને મારા ઘરને દેવતા લગાડીને બાળે છે" મધમાખીએ કહ્યું: "તમારાથી તેઓને કશો

પણ લાભ થતો નથી. તમે કેવળ ડંખ મારો છો એવી દશામાં તેઓ તમને કેમ સહાય. અને જુઓ કે હું આખો દિવસ મહેનત કરીને માટે મધ એકઠું કરૂં છું. મારી પેઠે તમે પણ તેઓની સાથે ભલાઇ કરો. તો તેઓ પણ તમારી સાથે ભલાઇ કરશે. તમે તેઓના સાથે બુરાઇ કરવી છોડી દો ( તો ) તેઓ પણ તમને સતાવશે નહિ. ''

---

## पाठ २२

वहाँ शॉच–એજ વિચાર પाओगे–પામશો
अनादर તિરસ્કાર खुल न जाय–ઉઘાડું ન પડી જાય
छिपानेके–સંતાડવાને इससे–એનાથી
और–બીજી दंड–શિક્ષા बोलोगे–બોલશો
होती है–થાય છે बडाई–મોટાઇ

જુઠા માણસનો સઘળી જગાએ તિરસ્કાર થાય છે. જુઠો માણસ કદી સાચું બોલે છે, તો તેના સાચને પણ સઘળા લોકો જુઠુંજ સમજે છે. રાત દિવસ તેને એજ વિચાર થયા કરે છે કે કદી મારૂં જુઠું ઉઘાડું ન પડી જાય. વળી તેને એક જુઠ સંતાડવાને માટે સેંકડો બીજી જુઠી વાતો બનાવવી પડે છે. જુઠાને શિક્ષા ન થાય તો પણ તેની નિંદા તો થાય છેજ. એનાથી બચવાને માટે જુઠું કદી બોલવું ન જોઇએ. જો તમે સાચું બોલશો તો સઘળાના વહાલા બની રહેશો અને સઘળા તમારો વિશ્વાસ કરશે. સાચું બોલવાથી તમે જગતમાં મોટાઇ પામશો. એટલા માટે છોકરાઓ તમારે હંમેશા સાચું બોલવું જોઇએ અને જુઠનું નામ પણ ન લેવું.

## पाठ २३ मां.

एक न एक-જુદીજુદી જાતના इसीलिये-આનેજ લીધે
लोहेका-લોઢાનો ओर-તરફ बरसजाने के पीछे-વરસી ગયા પછી
टीला-ભુરો हरा-લીલો बहुतायतसे-વધારે પ્રમાણમાં
लोहुका-લોહીનો हरियाली-લીલોતરી
बेंजनी-રીંગણાના જેવો जान पडती है-જણાય છે

બધી વસ્તુઓના જુદા જુદા રંગ હોય છે. સોનાનો રંગ પીળો છે, ચાંદીનો ધોળો, લોઢાનો કાળો આકાશનો ભુરો, ઘાસનો, લીલો અને લોહીનો લાલ; લાલ રંગ આંખોને ઘણું નુકશાન પહોંચાડે છે, લીલા રંગના તરફ ગમે તેટલી વાર જોઈ જુઓ (પણ) આંખો થાકતી નથી. આનેજ લીધે ભગવાને લીલા રંગની વસ્તુ વધારે પ્રમાણમાં બનાવી છે જુઓ વરસાદ વરસ્યા પછી લીલોતરી કેવી સુંદર જણાય છે. ભુરો અને પીળો રંગ એકઠા થવાથી લીલો. રંગ બને છે. ભુરો. અને લાલ રંગ એકઠો થવાથી રીંગણાના જેવો રંગ બની જાય છે.

---

## पाठ २४

सोया-શીવ્યા खिडकी-બારી आदत-ટેવ डालता-ઘાલતો
उधरसे-તે તરફથી सूडमें-સુંઢમાં हँसीसे-મશ્કરીથી सुई-સોઇ
नालको-તલાવે चुभादी-ઘોચી દીધી
जैसी-જેવી राह-રસ્તે चुपचाप-છાનોમાનો
वहांसे-ત્યાંથી सारे-બધા कीचड हां कीचड-કાદવજ કાદવ
सी रहेथे-શીવી રહ્યા હતો होगई-થઇ ગયો

દિલ્હીમા એક દુકાનમાં દરજી લુગડાં શીવ્યાં કરતો હતો. તે દુકાનમા એક બારી હતી. તે તરફથી એક હાથી તલાવમાં પાણી પીવા દરરોજ જતો હતો. હાથી તે બારીમા પોતાની સુંઢ ઘાલતો. અને દરજી તેને રોટી આપી દેતો હતો. એક દિવસ તે હાથીએ જેની તેને ટેવ પડી હતી. ( તે પ્રમાણે ) પોતાની સુંઢ બારીમા ઘાલી ( તે વખત ) એક દરજીએ મસ્કરીથી રોટી આપવાને બદલે તેની સુંઢમાં સોય ઘોચી દીધી. તે વખતે તો હાથી કાંઇ પણ ન બોલ્યો, છાનોમાનો તલાવે ચાલ્યો ગયો ત્યાંથી મેલું પાણી પોતાની સુંઢમાં ભરી લાવ્યો અને બારીને રસ્તે દુકાનમા નાંખી દીધું. દુકાનમાં કાદવજ કાદવ થઇ ગયો ને બધા લુગડા જે દરજી શીવતો હતો ( તે ) બગડી ગયા.

---

## पाठ २८

ठीक બરાબર . दुबला- દુબળો वैसेही-તેજ પ્રમાણે

समयपर-વખતસર बहुतसा-ઘણુંજ

खाना-ખોરાક उटकर-અકરાંતીઓ

एकही समयपर—એકજ વખતે कइबार-વધારે વાર

છોકરાઓ ! બરાબર વખતસર ખોરાક ખાધા કરો. હમેશાં ટાઇમસર ખાવાથી ભોજન સારી રીતે પચે છે, ભુખ વગર ખાવાથી અન્ન પચતું નથી. ભુખથી ઓછું અથવા વધારે ખાવું (એ) બન્નેથી શરીર રોગી થઇ જાય છે. જેમ થોડું ખાવાથી માણસ દુબળો થઇ જાય છે તેમ વધારે ખાવાથી માંદો પડી જાય છે. ખાતાં ખાતાં ઘણુંજ

પાણી પીવાથી ભુખ ઓછી થઇ જાય છે. એટલા માટે ખાધાપછી પાણી પીવું સારૂં છે. એકવાર અકરાંતીઉં ખાવા કરતાં વધારે વાર થોડું થોડું ખાવું સારૂં છે.

---

## पाठ २६.

| | | |
|---|---|---|
| किये है-કર્યા | घुटने-ઘુંટવા | हमको-અમારે |
| धूप-તડકો | दम-શ્વાસ | पहीचान-ઓળખી |

औरोंकेसाथ-બીજાઓની સાથે बचनेसें-બચવાથી जी-જીવી

ભગવાને અમારા ઉપર બહુજ ઉપકાર કર્યા છે. તેણે હવા પાણી તડકો, અમારેજ માટે બનાવ્યાં છે; માટી વગર અન્ન નીપજતું જ નથી. હવા નહી હોવાથી શ્વાસ ઘુંટાવા લાગે છે. પાણી વગર કોઇ જીવી શકતું નથી. તાપ વગર અનાજ અને ફળ પાકતા નથી; તેણે એમને બોલવાને મોઢું, સુંઘવાને નાક, સાંભળવાને કાન, કામ કરવાને હાથ અને ચાલવાને પગ આપ્યા છે; તેમણે અમને બુદ્ધિ આપી છે. તેથી અમે સારૂ ખોટું ઓળખી શકીએ છીએ. જેણે અમારા ઉપર આ ઉપકાર કર્યો છે તેને રાજી રાખવો એ અમારો મુખ્ય ધર્મ છે. ભલાઇ કરવાથી અને બુરાઇથી તે રાજી થાય છે; ભગવાને અમારા ઉપર ભલાઇ કરી છે, ( માટે ) અમારે ઇચ્છવું જોઇએ કે અમારે પણ બીજાઓની સાથે ભલાઇ કરવી જોઇએ.

---

## पाठ २७.

| | |
|---|---|
| बुरे-ખરાબ | चालचलन-વર્તન |

बर्ताव–વર્તન          इसी सोचमें–આજ દુખમાં
नरमीसे–નમ્રતાથી          जड समझ–મુળ સમજી
आयु–આયુષ્ય          बच्चौंहीमें–છોકરાંઓમાંજ
दुलार–પ્યાર          तरफदारी–તરફેણ
पाते है પામે છે; મેળવે છે          सा–જેવો

છોકરાઓ નઠારા નીકળવાથી માબાપને ઘણું દુઃખ થાય છે. આજ દુઃખમાં કદી તેઓનું આયુષ્ય પણ ઓછું થઇ જાય છે. છોકરાઓ સારા નીકળે છે અને માબાપને રાજી રાખે છે, તો તેઓનું બધું દુઃખ વેગળું જતું રહે છે. માબાપનો જીવ છોકરાઓમાંજ લાગેલો રહે છે. જ્યારે તેઓને દુઃખ થાય છે ત્યારે માબાપ પણ દુઃખી થાય છે અને જ્યારે તેઓ સુખી રહે છે ત્યારે માબાપ પણ સુખ પામે છે. બાપના હેતથી માનું હેત વધારે હોય છે. સારો બાપ પોતાના છોકરાઓની સાથે નમ્રતાથી વર્તન કરે છે તેઓ તેમના ઉપર બહુ પ્યાર કરતા નથી. ( તેમજ ) તરફેણ પણ કરતાં નથી; તેઓ પહેલાં પોતાનું વર્તન સુધારે છે, અને સાચવટને બધી ભલાઇનું મુળ સમજી પોતાનાં છોકરાંને સાચાઇના રસ્તાપર ચઢાવે છે. છોકરાઓને પણ પોતાનાજ જેવો સ્વભાવ શીખવે છે.

---

## पाठ २८.

कंगाल–ગરીબ          आ गये–આવ્યા
सुशील–વિવેકી          देखकर–જોઇને
जाया करते थे–જતા હતા          यही–આ

દીલ્હીમા એક ગરીબ સ્ત્રીને ત્રણ છોકરા હતા. તેઓ ઘણા હતા અને રોજ નીશાળમાં ભણવા જતા હતા. એક દિવસ કોઇએ તેને પુછ્યું "તારી પાસે શું ધન છે ?" તે સ્ત્રીએ કહ્યું મારી પાસે ત્રણ રત્ન છે." તેણે પુછ્યું "કયા છે !" એટલામાંજ તેના છોકરા નિશાળમાંથી આવ્યા. તે સ્ત્રીએ છોકરાઓની તરફ જોઇને કહ્યું "આજ મારાં રત્ન છે." સાચું છે, ( કે ) સારાં છોકરાં રત્ન થી ઉતરતાં હોતાં નથી.

---

## पाठ २९

सिरे पर–માથા ઉપર ‍ ‍ फल जाते है–ફેલાઇ જાય છે

तरह–માફક ‍ ‍ रुचिसे–ખુશીથી गुच्छे–ઝુમખાં बुकनी–ભુકો

अरबके–અરબસ્તાનના ‍ ‍ सुखाकर–સુકવીને

पीसकर–દળીને ‍ ‍ गुठली–ઠળીઆ

धूपमें–તાપમાં भेडोंको–ઘેટાંને सूखेहुये–સુકાયલા

ખારેકનું ઝાડ સીધું ચાલીસ પચાસ હાથ સુધી લાંબું ચાલ્યું જાય છે. તેના માથા ઉપર લાંબાં લાંબાં પદડાં છત્રીની માફક ફેલાય જાય છે. એનું ફળ મીઠું અને લાલ રંગનું હોય છે. ઝાડના ઉપર ફળનાં પંદર વીસ ઝુમખાં લટકે છે. એક એક ગુચ્છો દસ દસ શેર સુધી તોલમાં ઉતરે છે. એના ફળને અરબસ્તાનના લોકો ઘણી ખુશીથી ખાય છે. ફળને તાપમાં સુકવીને રાખે છે. સુકાયલાં ફળ ઘણા દિવસ સુધી રહે છે. આને દળીને તેઓ ભુકી બનાવી લે છે. અને જ્યારે કહીં બહાર જાય છે, ( ત્યારે ) પોતાની સાથે લઇ જાય છે. તેને પાણીમાં ધોળીને પીએ છે. અને પોતાના ઘોડાઓ તથા કુતરાઓને પાય છે. ઠળીઆ દળીને પોતાનાં ઉંટો અને ઘેટાંને આપે છે.

---

## पाठ ३०

मिट्टी-માટી चोटीयां-શિખરો झरणे-ઝરણો ढकी-ઢંકાયલાં
सर्दी-શરદી निकास-નિકળવું जीनमेंसे—જેમનામાંથી
आलय-ઠેકાણું, इन्हीसे-એમાંથી इमींसे—એમાંથી

પહાડ માટી અને પત્થરથી બનેલો છે. પહાડોમાંથી કંઇ કંઇ પાણીનાં ઝરણો નીકળ્યાં છે. નદીઓનું નીકળવું પણ એમાંથી હોય છે. પહાડોમાંથી હિમાલય બધાથી ઉંચો છે. એટલા માટે ( તેને ) પર્વતોનો રાજા કહેવામાં આવે છે. આ પર્વત હિંદુસ્તાનની ઉત્તરમાં છે એનાં શિખરો બરફથી ઢંકાયલાં રહે છે. એટલા માટે એનું નામ હિમાલય ( હિમ-બરફ અને આલય-ઠેકાણું )પડયું. ગંગાજી એમાંથી નીકળ્યાં છે. પર્વતો પર ઉંચાઇના કારણે શરદી બહુ હોય છે. કંઇ કંઇ એવા પણ પર્વત છે કે જેમનામાંથી દેવતા નીકળ્યા કરે છે. એવા પહાડોને જ્વાલામુખી કહે છે પંજાબના કાંગડા જીલ્લામા પણ એક જ્વાલામુખી પર્વત છે. ત્યા જ્વાલાદેવીનુ મંદિર છે. વરસાદના દિવસોમાં પહાડો ઉપર ઘણી શોભા હોય છે. પર્વતોથી ઘણા લાભ છે. પહાડોમાંથી અમને પત્થર, ધાતુ અને લાકડા મળે છે.

---

## पाठ ३१

घूमा करते हैं-ફર્યા કરે છે नाज-અનાજ किरनें=કિરણો
निकलतेही ઉગતાંજ सुहावनी-શોભાયમાન
हो जाता है-થઇ જાય છે भांति भांतिकी-જુદી જુદી
सारीधरतीपर-બધી પૃથ્વી ઉપર चमकमें-પ્રકાશથી. [ જાતની
अंधेरेका-અંધારાનું छिप-સંતાઇ
उजाला-અજવાળું जगहमें-જગાએથી

સુરજ ઉગતાંજ રાતનો દિવસ થઇ જાય છે. બધી પૃથ્વી પર અંધારાનું અજવાળું થઇ જાય છે, સુરજ આપણને ગરમી આપે છે. તેજ આપણા ખેતરમાં અનાજ ને બાગમાં ફળો પકવે છે. સવારમાં સુરજનાં કિરણો કેવાં શોભાયમાન લાગે છે ! પક્ષીઓની જુદી જુદી જાતની બોલી રસીલી લાગે છે; સુરજના પ્રકાશથી દિવસે તારા સંતાઇ જાય છે. તેજ તારા અંધારી રાતે કેવા સુંદર લાગે છે ! છેટેથી પાસે પાસેજ દેખાય છે, પણ તેઓ એક બીજાથી ઘણા છેટે છે. કેઇ કોઇ આમાંથી રાતદિવસ ફર્યા કરે છે. કોઇ જગાએથી એકજ વખતે ત્રણ હજારથી વધારે તારા કોઇ જોઇ શકતું નથી.

## पाठ ३२

झगडा-તકરાર कौन-કોણ जाँच के लिये-તપાસને માટે

ठहरा-ઠર્યું बटोही-વટેમાર્ગું भीग-પલળી

बली-બળવાન राहमें-રસ્તામા वेग बढता गया-જોર વધ્યુ

पसीनेमें-પરસેવામાં छायादार-છાયડાવાળું

એક દિવસ સુરજ અને હવા વચ્ચે તકરાર થઇ કે બંન્નેમાં કોણ બળવાન છે. એની પરીક્ષા માટે એક બીજામાં એમ ઠર્યું કે જે કોઇ વટેમાર્ગુનાં લુગડા ઉતરાવે તે બળવાન ગણાય. એક માણસ રસ્તામાં કપડાં પહેરીને ચાલ્યો જતો હતો. પવન જોરથી વાવા લાગ્યો, પણ જેમ હવાનું જોર વધતું ગયું તેમ તે પોતાના શરીર ઉપર કપડાં વિંટાળતો ગયો. હવાનું કાંઇ પણ જોર ચાલ્યું નહિ. એની પછી સુરજે પોતાનો તાપ ફેલાવ્યો. સુરજની ગરમીથી તે મુસાફર પલળી ગયો અને તેણે લુગડાં ઉતારીને નાંખી દીધાં અને છાયડાવાળા ઝાડના નીચે બેસી ગયો. હવાએ હાર માની અને સુરજને પોતાનાથી વધારે બળવાન જાણ્યો.

---

## पाठ ३३

पैर—પગ    विष—ઝેર    बिलोंमें-દરોમાં जडमें-મૂળમાં

ऑस—ઝાકળ    तीक्ष्ण—ઝેરી

खोखलोंमें બખોલામાં    थैलियां—કોથળીઓ

खडहरों-ખંડેરો. घुसे સંતાઇ दहकते हुए—સળગતા

भाग सकता है—નાશી શકે છે. जला दे–બાળી નાંખે

पुराने-જુનાં जाडेमें-જાળામાં उनी-ઉનનાં केंचुली-કાંચળી

સાપ વિવિધ રંગના હોય છે. બધાથી કાળો સાપ ઘણો ભયંકર હોય છે. સાપ ઘણું કરીને જુના મકાનોનાં ખંડેરો અને જુનાં ઝાડોની બખોલોમાં રહે છે. જાળામાં તથા દરોમાં સંતાઇને બેસી રહે છે, ( તેઓ ) તાપમાં ઝાકળ ચાટવા અને હવા ખાવાને નીકળે છે; વરસાદમાં દરોમાં પાણી ભરાઇ જવાના કારણે ( તેઓ ) બહાર નીકળી આવે છે. અને ઘાસ તથા ઝાડીઓમાં રહેવા લાગે છે સાપને પગ નથી પણ તેઓ જલદીથી નાશી શકે છે. એની જીભ વચમાંથી ચીરાયેલી હોય છે. એના તાળવામાં બે દાંત છે. અને એ દાંતના મુળમાં નાની નાની કોથળીઓ હોય છે. જેમાં ઝેર ભરાયલું રહે છે. કાળા સાપનું ઝેર ઘણું હોય છે. તેના કરડેલા થોડા બચ્ચે છે. સૌથી સારો ઉપાય આ છે કે જ્યાં સાપ કરડે તે [ જગા ] ને સળગતા કોલસાથી બાળી નાંખવી અથવા કાપીને ત્યાંનું લોહી કાઢી નાંખવું. ઉનનાં અને રેશમી લુગડામાં એની કાંચળી રાખવાથી જીવડાં લાગતાં નથી.

---

## पाठ ३४

अंडोसे-ઇંડાંમ‘થી साँस-શ્વાસ   इन्हीं-આજ, पैर—પગ
तडप तडप—તરફડી તરફડી   सहारेमे—મદદથી
गलफडा—ઝાલર परो—પાખો   तककी—સુધીની
नापा गया है—માપવામાં આવ્યું છે   बत्तिआँ—મીણબત્તીઓ
अटकलमे—આશરેથી   फेफडा—ફેફસાં

માછલી ઇંડાંમાંથી પેદા થાય છે અને પાણીમાં રહે છે. તેઓ પાણીમાંથી નીકળતાંજ તરફડી તરફડીને મરી જાય છે. એમના ગળામાં શ્વાસ લેવાને માટે કાણાં હોય છે. આજ કાણાને ઝાલર કહે છે. માછલીઓને કાન નથી હોતા પણ તેઓ સાંભળી શકે છે. તેમને પગ નથી હોતા, પણ તેઓ પાણીમાં પાંખો અને પુછડીની મદદ ચાલે છે.

વ્હેલ નામની એક મોટી માછલી થાય છે. તે સંસારનાં સર્વ જીવડાંથી મોટી હોય છે. તેની લંબાઇ આશરેથી નવ્વાસ હાથ અને મોટાઇ પણ એટલી જ હોય છે. પુછડીની લબાઇ આઠ હાથ સુધી જોવામાં આવી છે. તેનું મોંઢું ચૌદ હાથ સુધી માપવામાં આવ્યું છે. વ્હેલ તોલમાં ચાર હજાર મણ સુધીની આંકવામા આવી છે. તેમાં ચરબી ઘણી હોય છે, અને આનેજ લીધે તેનો શિકાર કરવામાં આવે છે. ચરબીની મીણબત્તીઓ બને છે. વ્હેલા ઇંડાં આપતી નથી ( પણ ) બચ્ચું જણે છે, અને તેને દુધ પીવાડે છે. તેને શ્વાસ લેવાને માટે પરમેશ્વરે ફેફસાં આપ્યાં છે. એથી કરીને પાણી બહાર માથું કહાડીને શ્વાસ લે છે. એને સમુદ્રમાં રહેવાના કારણે માછલી કહે છે.

---

## पाठ ३९

महाजनका—શાહુકારનું　　गडाथा—દાટ્યો હતો
करज—દેવું　　पंजोंसे—પંજાથી　　भेज दिया—મોકલી દીધો
ऋण—દેવું　　खुरचने—ખોતરવા　　भेंट—ભેટો, મેળાપ.
बहुतेरा—ઘણુંએ　　यहांसे—ત્યાંથી　　कागज—કાગળ
भोंकता रहा—ભસ્યા કર્યું.　　गडे है—દટાયા છે.
भाग आया—નાશી આવ્યો　　बारबार—વારંવાર

એક માણસને એક શાહુકારનું ઘણું દેવું થઇ ગયું હતું. તેની પાસે દેવું ચુકવવાને કંઇ પણ ન હતું. પણ તેની પાસે એક કુતરો હતો. શાહુકાર તેનેજ લેવાને માટે રાજી થઇ ગયો. તેણે કુતરો શાહુકારને સોંપી દીધો, કેટલાક દિવસ વિત્યા પછી તે મહાજનના ઘરમાં ચોર પેઠા અને તેના ઘણોજ માલ ઉઠાવીને લઇ ગયા. કુતરાએ ઘણુંજ ભસ્યા કર્યું પણ કોઇની આંખ ઉઘડી નહિ. ચોરોને જોઇને કુતરો તેમની પાછળ ગયો અને જ્યાં ખેતરમાં ચોરોએ માલ દાટ્યો હતો તે જગ્યા જોઇને પાછો આવ્યો, જ્યારે ધણી જાગ્યે (ત્યારે) કુતરો તે ખેતર તરફ વારંવાર જવા અને આવવા લાગ્યો. એક વખત માલીક તેની પાછળ પાછળ ગયો. કુતરા ખેતરમાં જઇને જે જગ્યાએ માલ દાટ્યો હતો ત્યાં પંજાથી માટી ખોતરવા લાગ્યો, અને શાહુકારને તેનું ધન બતાવી દીધું. શાહુકાર કુતરાથી ઘણો રાજી થયો. તેણે એક કાગળ ઉપર આવું લખ્યું કે "તમારા કુતરાએ તમારૂં સઘળું દેવું વળી આપ્યું" (એ પ્રમાણે લખીને) કુતરાના ગળામાં બાંધ્યો, અને તેના પહેલા માલીકની પાસે મોકલી દીધો. રસ્તામાં માલીક અને કુતરાનો મેળાપ થઇ ગયો. માલીક એવું સમજ્યો કે કુતરો શાહુકારને ત્યાંથી નાશી આવ્યો છે. (તેથી) તેને ત્યાંજ તલવારથી મારી નાંખ્યો.

કુંવરના મરી ગયા પછી તેણે તે કાગળ તેના ગળામાં જોયો પછી તો તે પોતાને સંભાળી શક્યો નહિ અને તેણે ત્યાં પોતાનો પણ પ્રાણ આપી દીધો, બંને એકજ જગાએ દટાયા છે.

## पाठ ३६

खानोंमें—ખાણમાંથી
चमकीला—ચળકતું
सोनार—સોની
सुहागेके—ખડીઆખારની
धनीलोग—પૈસાદાર લોક
पाया—મળતા
गहने—ઘરેણાં
पत्र—પતરાં
खींचा जाता—ખેંચાય છે
आंचसे—તાપથી
दाम—કિંમત
अमरीका—અમેરિકા
मोहर—ગીની

સોનું એક કીમતી ધાતુ છે ને ખાણમાંથી નીકળે છે, અને ઘણું ભારે અને ચળકતું હોય છે. દેવતા ઉપર ઘણું ગરમ કરવાથી ઓગળી જાય છે. સોની સોનાને ખડીઆખારની સાથે ગરમ કરે છે આથી સોનું થોડાજ તાપથી ઓગળી જાય છે, પૈસાદાર લોક એનાં સારાં સારાં ઘરેણાં બનાવરાવે છે. એના તાર પણ ખેંચાય છે અને પતરાં પણ બનાવરાવે છે. સોનાનાં પતરાં દવાઓમાં કામ આવે છે. આની બહુ કિંમત થાય છે. વિલાયતમાં સોનાના સિક્કાનું ચલણ છે. આપણા દેશમાં પણ એની મહોર બને છે. સોનું અમેરિકા અને આફ્રિકાના પશ્ચિમ ભાગમાં બહુ મળે છે. કોઈ કોઈ નદીઓની રેત-માંથી પણ સોનું મળે છે. પણ તેને કહાડવામાં ખર્ચ બહુ લાગે છે.

## पाठ ३७

मोल लेसकते—ખરીદી શકતા
कांसके—કાંસાની
दुअन्नी—બે આની
अठन्नी—આઠ આની, અર્ધો.

चवन्नी-ચારઆની, પાવલી. पाईजाती है-મળે છે
बरतन-વાસણ फूकी—ખાખ गलती है—ઓગળે છે

ચાંદી પણ કીમતી ધાતુ છે અને તે સોનાની પેઠે ખાણમાંથી નીકળે છે. પણ એ સોનાની બરાબર હોતી નથી અને રંગમાં ધોળી હોય છે. એનાં પણ ઘરેણાં બનાવવામાં આવે છે. જે સોનું ખરીદી શકતા નથી તેઓ ચાંદીની ઘરેણાં બનાવરાવે છે. જેઓની ચાંદી પણ મળી શકતી નથી તેઓ કાંસાના પહેરે છે. હિંદુસ્તાનમાં ચાંદીના રૂપીઆ, અર્ધા, પાવલી અને બે આની બને છે. પૈસાવાળા માણસ ખાવાને માટે ચાંદીનાં વાસણ પણ બનાવે છે. ચાંદીના તાર પણ ખેંચવામાં આવે છે અને એનાં પતરાં પણ બનાવવામાં આવે છે. ચાંદીની ખાખ કરવામાં આવે છે અને (તે) દવામાં કામ આવે છે. ચાંદી ખડીઆખારના સાથે જલદી ઓગળે છે. ચાંદી થોડી ઘણી સઘળી જગાએ મળે છે પણ અમેરિકામાં વધારે મળે છે.

---

## पाठ ३८

आंच-તાપ चलन-ઉપયોગ कुल्हाडी-કુહાડી फावडा-પાવડા
इंगलिस्तान-ઇંગ્લાંડ [illegible]गा—સમજાશે
उतना-તેટલું जितना-જેટલું सबहीको—સર્વને
धनी-ધનવાન कंगाल-ગરીબ उडीसा—ઓઢીઆ
गिनाजाता है-ગણાય છે.

લોઢું પણ ખાણમાંથી નીકળે છે અને માટી અને પત્થરમાં મળેલું રહે છે. લોઢાને તાપ દઈને ચોકખું કરે છે. લોઢું ઇંગ્લાંડમાં ઘણું મળે છે. હિંદુસ્તાનમાં પણ બર્દવાન, ઓઢીઆ અને કુમાઉમાં એની ખાણો છે. લોઢાથી જેટલું કામ થાય, તેટલું કોઈ બીજી

ધાતુથી થતું નથી. લોઢાના હળો, ચપ્પુ કુહાડી, પાવડા અને હથિયાર બને છે. વિચાર કરીને જુઓ તો સમજાશે કે લોઢું ન હોય તો આપણાં ઘણાં કામ બંધ પડી જાય. જે દેશમાં લોઢાનો ઉપયોગ નથી તે દેશમાં ઉન્નતિ થતી નથી. લોઢાનું કામ ધનવાન અને ગરીબ સર્વને પડે છે. એટલા માટે લોઢું સઘળી ધાતુઓમાં મુખ્ય ગણાય છે

## पाठ ३५.

बादला—વાદળો  कलगी—કલગી  परोंमें—પાંખોમાં  बमेग—બાગ
उभरी हुई है—ઉપસેલી છે  टहलता—ફરતો  गावों—ગામો
हरियाली—લીલોતરી  मैं—હું  घमंड—અભિમાન
सुहावना—શોભાયમાન  नारेंही तारे—તારાજ તારા
लहलहाती—સુશોભિત  पूछ—પૂછડી
जान पड़ता है—જણાય છે.  गूंजने लगा—ગાજી ઊઠ્યું

મોર એક શોભાયમાન પક્ષી છે. જુઓ, વાદળો ગરજતાં સાંભળીને મોર સામેના ખેતરમાં નાચવા માંડ્યો છે, કેવો શોભાયમાન જણાય છે! પૂછડી કેવી ગોળ ફેલાવી દીધી છે! જાણે (કે) જરજરમગીનું છત્ર ખોલ્યું છે. ગરદન ઉપસેલી છે, માથા ઉપર કલગી છે. પાંખોમાં તારાજ તારા જડ્યા છે. તેને પોતાની ખુબસુરતીનું ઘણું અભિમાન છે. તેનો જીવ ચાહે છે કે સુંદર શોભાયમાન જંગલ હો, જમીન ઉપર લીલોતરી સુશોભિત હો અને હું ધીરે ધીરે ફરતો હોઉં. જ્યારે જીવ ચાહે (ત્યારે) એક બે વાર બોલી ઉઠ્યો. ઘણાં દૂર સુધી જંગલ ગાજી ઉઠ્યું. મોર દેવળો અને ગામોની પાસે રહે છે. સાંજ (અને) સવારે ખુલ્લા મેદાનો અને ખેતરોમાં ઘુમ્યા કરે છે;

